# નાતીલા ભાઇઓને વિનતિ

## પત્ર.

એટલે

કઠલાલ, ભાનેર વિગેરે નવ ગામના વિશા ખડાયતા વાણીઆના એકડાના ભાઇઓ માટે.

લખનાર અને પ્રસિદ્ધ કરનાર

શુભેચ્છક બન્ધુ

વકીલ કેશવલાલ મોતીલાલ.

અમદાવાદ

રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

# સર્વે નાતીલા ભાઇઓ.

ગયા ઉનાળામાં હું જ્યારે કઠલાલ આવ્યો હતો ત્યારે કઠલાલ અને બાનેરના આપણી નાતના પંચના ગ્રહસ્થોને તસ્દિ આપી કઠલાલની નવી ધર્મશાળામાં ભેગા કર્યા હતા; અને તેમની રૂબરૂ આપણી નાતમાં ખર્ચો ઓછાં કરવાની જરૂર વિશે, કેળવણીનો પ્રસાર થાય એવા ઉપાયો કરવા વિશે તથા કન્યા વિક્રય વિગેરે બાબતો વિશે એક ભાષણ આપ્યું હતું. તે સાંભળવાને પંચના ઘણા ગૃહસ્થો આવ્યા હતા એ ઘણી ખુશીની વાત છે. ભાષણ સાંભળ્યા પછી ભાષણમાં જેજે બાબતો આવી હતી તેનો વિચાર કરી ચોમાસામાં નવે ગામનું પંચ ભેગું થાય ત્યારે પંચને તેમાંના જેજે ઠરાવો કરવા [illegible] લાગશે તે કરવામાં આવશે એવો અભિપ્રાય આપી પંચ વેરાઇ ગયું. નવે ગામનું પંચ ભેગું થાય તે પહેલાં તેમની રૂબરૂ જેજે બાબતો મૂકવામાં આવે તે પ્રથમથીજ સર્વના જાણવામાં આવે તો સારૂં થાય એમ ધારી નવે ગામના પંચના ગ્રહસ્થોને આ વિનતિ પત્ર મોકલ્યું છે.

મારી પહેલી સૂચના એ છે કે આપણામાં વરા લાજનનાં તથા જનનનાં તથા એવાં બીજાં જેજે ખર્ચો છે તે ઘટાડવાની જરૂર છે. ઘણા નાતીલા ભાઇઓના કહેવાથી જણાય છે, કે ધંધામાં કંઇ કસ રહ્યો નથી, દહાડે દહાડે કમાઇ ઘટતી જાય છે અને લોકોની સ્થિતિ સુધરવાને બદલે બગડતી જાય છે. વિચાર કરતાં અને તપાસ કરતાં એ વાત ખરી જણાય છે. આપણામાં કમનસીબે કેળવણીનો પ્રસાર નહિ હોવાથી એક ધંધામાં ના ફાવ્યા તો બીજા ઉપર મન દોડાવવું અને તેમાં ના ફાવ્યા તો ત્રીજા ઉપર મન દોડાવવું એવી નજર પહોંચાડનારા બહુ નીકળતા નથી. અનેક કારણોથી કોળી નાળીને ધીરવાના, કોથળાના કે સાધારણ દુકાનદારીના ધંધામાં ઝાઝો દમ રહ્યો નથી. ઘણા ખરા લોકોની કમાઇ ટુંકી થઇ ગઇ છે. વર્ષે દહાડે પરાણે ૫૦ રૂપિઆ પેદા કરે એવા ઘણા દીઠામાં આવે છે. જેઓ સો

કે દોઢસો રૂપિઆની કમાઇ કરે તે સારો કહેવાય છે. વર્ષે દહાડે વસ્તાર પ્રમાણે ૫૦-૭૫ કે ૧૦૦ રૂપીઆ તો ચાવી ખાવા જોઇએ. હવે આવા લોકોને ઘેર ટાણું આવે ત્યારે તેની શી ગતિ થાય? તે બિચારાને ક્યાંથી લાવી ટાણું કાઢવું. કોઇ એમ કહેશે કે તેણે આખો જન્મારો નાતમાં લોટા ઢોળ્યા છે તો ટાણું આવે ત્યારે ગમે તો કાબાચોરના પણ કાઢી લાવીને ટાણું કાઢવું જોઇએ! પણ એવા વિચાર રાખવા એ સારૂં નથી. કેમકે શક્તિ નહોય ને ગમે તે પ્રકારે દેવું એવું કરી ખર્ચ કાઢે તો તેની ખરાબી થાય; તથા તે હેરાન થાય. વળી નાતના કામમાં ઘરેઘરો ભરાતો નથી. જે માણસને છો-[illegible]યાં નહિ હોવાથી સમળગુ ટાણું નહિ આવવાનું હોય તે પણ નાતમાં જમશે કે નહિ? ત્યારે તેજ પ્રમાણે જેની શક્તિ ન હોય તે પણ જમે તો શા માટે મન મ્હોટું ના રાખવું જોઇએ. એવી રીતે નાતનાં માણસો ખરાબ થાય તો અંત્યે આખી નાતની ખરાબી થાય અને છેવટ આપણે માથેજ દુઃખ આવે!

આપણાં ખર્ચો ઘણા લોકોને ભારે પડે છે અને પડે એવાં છે એમાંતો કંઇ વાંધો નથી. ધારો કે એક માણસ વર્ષે દહાડે ૧૦૦ રૂપીઆનો કમાઉ છે તેને બે છોકરા અને બે છોડીઓનો વસ્તાર છે અને માબાપ તથા ધણી ધણીઆણી છે. આટલાં માણસોને શું બાર મહિને ખાધા ખર્ચના રૂ ૧૦૦) નહિ થાય? ત્યારે હવે એણે માબાપનું કાયટું શેમાંથી કરવું? છૈયાં છોકરાં શેમાંથી ખર્ચ કરી પરણાવવાં? અને ઘર સંસાર કેવી રીતે ચલાવવો? એનો તો એકે આરો નથી! ત્યારે બિચારે શું કરવું? બાપદાદાના વખતનું એકાદ ઘરબર હોય તો તેના ખુરદા કરવા! તેથી પણ પુરૂં ના થાય તો બાયડીની જણસ ભાવ મૂકવી! અને તેમ કરતાં પણ પુરૂં ના થાયતો સગાં વહાલાંને ગળે પડવું! કહો ભાઇઓ એ સિવાય બીજો કંઇ ઇલાજ છે! અરે એથી સારી સ્થિતિનો હોય તો પણ શું થયું. ધારો

કે એનો બાપ પાંચ સાત હજારનાં કાગળીઆં મૂકી ગયો હોય અને તે બધી ઉઘરાણી સદ્ધર અને આવે એવી હોય તો પણ એટલા રૂપિઆનો શો હિસાબ ! ચાર પાંચ છોકરાં પરણાવવાનાં હોય અને માબાપનું કાયટું કાઢવાનું હોય તો એટલાં નાણાં તો ચટણીની માફક વટાઇ જાય તે જણાય પણ નહિ. એવી રીતે સારા અને નરસા બધાનો અંત્યે એક સરખો હિસાબ થઇ રહે છે. વચ્ચે અઘરણીનાં આણાંનાં, પીઆણાંનાં, એ વિગેરે ખર્ચોનું તો લેખું ગણતા નથી. ભાઇઓ આ પ્રમાણે ખર્ચોમાં આપણે છેકજ ઘસાઇ ગયા છીએ ! અને હજી પણ વિચાર કરી કંઇ બંદોબસ્ત નહિ કરીએ તો થોડાં વર્ષોમાં આપણી માઠી દશા આવશે એમ લાગે છે !

આપણામાં લગ્નનાં, અઘરણીનાં, ઉત્તર ક્રિયાનાં એ બધાં ખર્ચોની જે રીતીઓ બાંધેલી છે તેવી રીતી કોઇ નાતોમાં તો શું પણ આપણીજ નાતમાં બીજા કોઇ ગામોમાં જોવામાં આવતી નથી. અમુક ટાણું આવ્યું ત્યારે આટલા દિવસ ખવરાવવું, ફલાણું જમણ કરવું, લાડુમાં શેરે આટલુંજ ઘી નાંખવું એ બધી બાબતોનો બંદોબસ્ત બાંધેલો છે; અને તે બંદોબસ્ત પ્રમાણે પૈસા વાળા કે ગરીબ સૌને ચાલવું પડે છે ! જેઓનો હાથ પહોંચતો હોય છે તેઓને તો ઠીક છે; પરંતુ જેઓનો હાથ પહોંચતો નથી હોતો તેમની શી ગતિ ! ! તેને પણ નાતના ધારા પ્રમાણે તણાવું પડે છે ! ઘરમાં ખાવા ના હોય, દેવું આપી નર્કમાંથી છુટવાની શક્તિ ના હોય તેવાઓને ઘેર પણ નાતના શિરસ્તા પ્રમાણેજ જમણવારો થાય છે કે નહિ ! શું કરે બિચારો ! નાતના બંધ બાંધેલા એટલે છુટકો નહિ ! એક પાસથી નિસાસો નાંખતો જાય છે અને બીજી પાસથી ખર્ચની વેતરણ કરતો જાય છે ! બીજાં ગામોમાં અને બીજી નાતોમાં કોયે ટાણે કેટલું ખર્ચ કરવું એ ઘરધણીની મરજી ઉપર હોય છે, પણ આપણામાં તો તેની મરજી કશા કામમાં આવતી નથી. લાડુના જમણને દહાડે

મણ લોટે કેટલું ઘી નાંખવું તેનો બંદોબસ્ત બાંધેલો છે તે પ્રમાણે ઘરધણી ચાલે કે વખતે નાચાલે તે સારૂ પંચના બાયડા આવે ત્યારેજ લોટ તોળાય તથા ચુરમું તૈયાર થએ તેમાં નાંખવાનું ઘી પણ ત્યારેજ તોળાય એવો રીવાજ બાંધેલો છે. એ રીવાજ કેટલો ખરાબ છે. એમાં ઘરધણીની કે નાતની કંઇ શોભા વધતી નથી. ઘરધણી ઉપર નાતને વિશ્વાસ નથી એમ ઠરે છે. શું ઘરધણીને પોતાની આબરૂ વહાલી નથી! તેની જો શક્તિ હશે તો તે ખોટું શું કરવા કરશે! ખોટું કરવાથી અપજશ આવે અને વખતે કોઇ મેણું પણ મારે એવું કામ કોઇ શું કરવા કરે? હાથ પહોંચતો હોય તેતો ના કરે. પણ જે પરાણે ટાણું કાઢતો હોય તે પૈસા ઉગારવાની તજવીજ કરે! તેના મનમાં તો આ નાતનું દેવું ગમે તે પ્રકારે આપવાનું હોય છે તેથી જે રસ્તો જડે તે લે. પરંતુ એવા માણસની આસે પરાણે વરો કરાવાથી શો ફાયદો? આપણા એક દિવસના વાળું સારૂ તેને ધોઇ નાંખવો એમાં શું સારૂં થયું. ભલે જેને જેવું મળે એવું કરે એવો રીવાજ હોય તો શું નુકશાન?

ખર્ચોમાં ને ખર્ચોમાં ઘણાં કુટુંબો પાયમાલ થઇ ગયાં છે, પૈસાવાળા ગરીબ થઇ ગયા છે. ગરીબો દેવાદાર અને ઘરબાર વિનાના થઇ ગયા છે. અને કન્યાવિક્રય નહોતા કરતા તેવા કેટલાકને કન્યાવિક્રય કરવાની જરૂર પડી છે. કેટલાકને ગામછોડી નાનાં ગામડાંમાં અધવારે જવું પડયું છે ને ત્યાં ગયા છતાં પણ તેમની દશા વળતી નથી! આવુંને આવું ચાલશે તો ઘણાં થોડાં વર્ષમાં નાતના ઘણા લોકોની ખરાબી થઇ જશે.

વાણીયાની બુદ્ધિ અગમ કહેવાય છે. તે દરેક બાબતમાં આગળ પાછળની અને બધી બાબતોનો વિચાર કરી ચાલનારો ગણાય છે; છતાં આવાં નાતનાં ખર્ચોની બાબતમાં તેની નજર ના પહોંચે એમ કહેવું એ વાણીઆની બુદ્ધિને અપમાન કરવા જેવું છે. આગ બાગે

ત્યારેજ કૂવો ખોદવા માંડે એવા વાણીઆ હોય નહિ! માટે પડશે એવા દેવાશે !" "સમા પ્રમાણે જેમ થતું હશે તેમ થશે !" નાણાં ખુટશે એટલે લોકો એમનીમેળે ખર્ચો કાપશે" એવાં એવાં વચનો પર વિશ્વાસ રાખી આવતું દુઃખ રોકવાના ઇલાજ ના કરવા એમાં કંઇ વણિક બુદ્ધિનું ડહાપણ નથી. પરંતુ આપણા લોકો આ બાબતનો વિચાર કરતા નથી એમ કહેવું એ વ્યાજબી નથી. પ્રથમ જે ખર્ચો હતાં તેમાંનાં કેટલાંક ઘટાડયાં છે. પાપડ વહેંચવાનો રીવાજ, ખાવું વહેંચવાનો રીવાજ, પાઘડી તથા માંડવાનો ગોળ વહેંચવાનો રીવાજ, સુખડીના લાડુનો રીવાજ, કુલેરના લાડુનો રીવાજ, રાયણો, કેરીઓ, સુંવાળીઓ વહેંચવાનો રીવાજ એ વિગેરે રીવાજ કાઢી નાંખ્યા છે ! શું એ રીવાજો કાઢવાથી આપણી શોભા ઘટીકેશું ! આપણને કંઇ દુઃખ થયું ? શોભાય ઘટી નથી. તેમ દુઃખ પણ થયું નથી ઉલટું લોકો આશિષ તો આપે છે. ખર્ચોમાં પણ કંઇ કંઇ ઘટાડો થયો છે. આગળ કન્યાના લગન વખતે બે દહાડા રોટલી હતી તેની હવે એક દહાડો છે. આધરણીમાં પણ રોટલી હતી તે હવે નથી. એવી રીતે આપણું પંચ ડહાપણથી વખતે વખતે ખર્ચો કમી કરતું આવ્યું છે. પરંતુ હજી પણ ખર્ચો ઘણાં છે તે ગરીબોને અને બીજાઓને પણ ભારે પડે છે અને તેથી આપણી નાતના લોકોની સ્થિતિ દહાડે દહાડે બગડતી જાય છે માટે તે કમી કરવાની જરૂર છે.

મારી સૂચના એ છે કે આપણી નાતમાં કેળવણીનો ફેલાવો થાય એવો બંદોબસ્ત કરવાની જરૂર છે. બીજી ઘણીક નાતો કરતાં આપણા એકડાના લોક કેળવણીની બાબતમાં ઘણા પછાત છે. લગભગ ૨૫૦ ઘરના એકડામાં કેળવણીનો લાભ લીધેલા કેટલા છે, તે સ્હેજ ગણી શકાશે. કેળવણી લેવાથી ઘણી નાતોના લોકોને સારો લાભ થયો છે એ આપણા સૌના જાણવામાં તથા જોવામાં હોવું જોઇએ. ભણવાથી નુકશાન નથી પણ હમેશાં ફાયદોજ છે. વેપાર રો-

જગાર કરવો હોય તો તેમાં પણ ભણવાથી ઘણો લાભ મેળવી શકાય છે. કોઇપણ ધંધો કરવામાં ભણેલાઓ જેટલો લાભ મેળવી શકે છે તેટલો અભણ માણસો મેળવી શકતા નથી. માટે બધાંએ પોતાનાં છોકરાંને ભણાવવાની જરૂર છે.

મારી ત્રીજી સુચના કન્યાવિક્રય વિશે છે. આ દુષ્ટ રીવાજનું જોર આપણામાં બહુ છે એ ખરેખર દીલગીરી ઉપજાવનારી બિના છે. આપણા શાસ્ત્રોમાં કન્યાવિક્રયનું મહાપાપ ગણેલું છે. એ પાપ તે કામ કરનારને અને તેવા પૈસાનો જેઓને કંઇપણ અંશ મળે તે સઘળાને ચોંટે છે. આપણી નાતમાં એના છાંટા ઉડે છે; ને અંત્યે પાપ બોલે નહિ પણ બોળે એ કહેવત પ્રમાણે થાય એમાં શી નવાઇ ? માટે ડાહાપણથી આ બાબતનો પણ કંઇ બંદોબસ્ત થાય તો સારૂં.

પ્રથમ જ્યારે એકડો તુટયો નહોતો ત્યારે દંડ લેવાનો વહિવટ હતો. તેથી કન્યાવિક્રય અટકતો નહિ પણ કંઇક દાબ રહેતો ખરો.

કન્યાવિક્રયમાં હવે તો કંઇ આંકો રહ્યો નથી. પ્રથમ કરતાં હાલ તો ઘણી ભારેભારે રકમો સંભળાય છે. કન્યાવિક્રયનાં એવાં ભારે ખર્ચો બધા લોકોથી શી રીતે થઇ શકવાનાં, અને ના થાય ત્યારે તેમની શી ગતિ ? ઉપરની ત્રણે બાબતો વિશે હવે વિગતવાર સુચનાઓ કરવાની છે તે નીચે પ્રમાણે:—

૧. તમામ ખર્ચોની બાબતમાં કેટલા દહાડા ખર્ચ કરવું, શું શું જમણ કરવું ને લાડુ કરે તો તેમાં કેટલું ઘી નાંખવું એ બધું ઘરધણીની મરજી ઉપર છે એવો ઠરાવ કરવામાં આવે તો ઘણુંજ સારૂં. સૌને કંકુનો ચાંલ્લો વહાલો છે કોઇને મેંશનો વહાલો હોય નહિ માટે સૌ પોતપોતાની શોભા અને આબરૂ પ્રમાણે કરશે. આપણે ઘેર મેમાન આવે છે તેને આપણી શોભા અને સગવડ પ્રમાણે જમણ કરી જમાડીએ છીએ તેણે આપણને જે જમાડયું હોય તેજ જમણ કરી જમાડતા નથી. સારે ટાણામાં પણ કરનારની હોંસ, શક્તિ, સગવડ એ બધા ઉપર વિચાર કરતાં ઘરધણીની જેવું ટાણું

કરવાની મરજી થાય એવું કરે એવી છુટ કેમ ના રાખવી? કોઇ કહે-શે કે એમ તો કોઇ કંઇ કરશે નહિ! પણ એવું બનવાનું નથી. સર્વ પોતાની આબરૂનો વિચાર કરીને ચાલશે. બીજી નાતોમાં જ્યાં એવી છુટ છે ત્યાં શું સમુળગાં ખર્ચો થતાં નથી? ખર્ચો તો થાય છે. ત્યારે તે પ્રમાણે આપણામાં પણ થશે.

કદાપિ કોઇ એમ કહે કે આમ સઘળું કરવા જતાં વખતે અવળુ થઇ જશે. લોકો ચડસા ચડસીમાં તણાઇ મરશે. મારા પિ-ત્રાઇ કરતાં શું હું જાઉં એવોછું કે તેણે સાકર પીરસી તો હું ના પીરસું? એવા વિચારના લોકોનો એથી મરો થશે. પરંતુ જેઓ પોતાની શક્તિનો વિચાર કર્યા સિવાય ખર્ચ કરે તેને શું કહેવું! માત્ર એટલુંજ કહેવાનું કે તેવા મિથ્યાભિમાની લોકોને પણ અંત્યે ઠેકાણે આવવું પડશે. ચડસા ચડસીથી જ્યાં સુધી ધિરનાર મળશે ત્યાં સુધી ખર્ચો કદાપિ કરશે; પણ અંત્યે દેવું નહિ અપાવાથી ધિર બંધ થશે એટલે તો તેમનાં ખર્ચો સમુળગાં અટકશે. સબબ જેઓ ડાહ્યા અને સમજુ હશે તેતો દરેક ટાણે પોતાની શક્તિનો વિચાર કર્યા વિના રહેશે નહિ. માટે **સૌ પોતપોતાની મરજી પ્રમાણે દરેક ટાણે ખર્ચ કરે એવો ઠરાવ કરીશું તોજ નાતનું ભલું થશે.**

જો વિગતવાર ઠરાવો કરવાનો અભિપ્રાય થાય તો હાલ નીચે પ્રમાણે ઠરાવો કરવા.

## લગનનાં ખર્ચો વિશે.

૧. કન્યાવાળાને પાંચ ટંક જમણ કરવાનો રીવાજ છે તે બંધ કરી **ત્રણ ટંક કરવાનો** ઠરાવ કરવો.

૨. **વર અને કન્યા બંને એક ગામનાં હોય ત્યારે જાન કાઢવાનો તથા બપોરે શીરો ખવરાવવાનો ચાલ કાઢી નાંખવો જોઇએ.** ગામમાંને ગામમાં આવા ચાલ શું કરવા જોઇએ.

૩. પરગામનો વર હોય ત્યારે કન્યાવાળાને **વેલો મોકલવાનો ચાલ છે તે બંધ કરવો.** વરવાળાએ પોતે પોતાની ગોઠવણ કરવાનું રાખવું.

૪. વરવાળાને ત્યાં કે કન્યાવાળાને ત્યાં **વેલો વાળાને ખવરાવવાનું કાઢી નાંખવું જોઈએ.** હાલના રીવાજ પ્રમાણે વરવાળાને આવું સુમારે સો સો માણસ ખવરાવવું પડે છે. તેમાં કેટલીક વિટંબણા પડે છે. જાન લેઇ અડધી રાત્રે ઘેર આવ્યા કે તરત તેમને માટે રસોઇ કરાવવી પડે છે; આખી રાત આ કારભારમાં જાય છે! વળી આમાંના હલકા લોકો બગાડ કરે છે, ચોરી કરે છે એ બધા દુ:ખનો તો પાર નથી આવી રીતે આ લોકોને ખવરાવવાનો શો ફાયદો ! એમાં શી શોભા વધે છે? ઘણું કરીને દરેક જાનમાં તકરાર તો નશીબમાં લખેલીજ હોય છે? આવી રીતે પીલાઇ મરવાની શી જરૂર! ગાડાનો ખપ હશે તો ભાડું આપીને લવાશે. કોઇ કહેશે કે ખાધાની લાલચે લોક વેલો લાવે છે. ખાવાનું કાઢી નાંખશો તો કોઇ લાવશે નહિ. પણ ભાડાની લાલચે સૌ લાવશે.

૫. પહેલી અને બીજી વેલ આવે તેને ઘી પાવાનો રીવાજ છે તે કાઢી નાખવો જોઇએ. આ રીવાજથી કંઇજ લાભ નથી પણ નુકશાન છે. ઘણી વખત આથી તકરારો થાય છે, ને વેલોવાળા અંદર અંદર કોઇ કોઇ વખત તો જોખમ ભરેલા ટંટા કરે છે.

૬. **વેલો વાળાને ઘાસ દાણો આપવાનો રીવાજ પણ બંધ કરવો જોઇએ.**

૭. જાનમાં ૧૫૦-૨૦૦ માણસ લાવવાનો રીવાજ છે તે સારો નથી માટે **૨૫ કે ૩૦ કે બહુ તો ૫૦ માણસો લાવવાં એવો ઠરાવ કરવો જોઇએ.** નાના ગામમાં એવી જાન જાય છે ત્યારે તે ગામના લોકોને તો જાન રહે ત્યાં સુધી ધંધોધારી છોડી દેઇ મેમાનોની ચાકરી કરવામાં રોકાવું પડે છે! આ કેટલીબધી હરકત! ગામમાં એક કન્યા પરણે એટલે બધાનો ધંધો બંધ થાય એ શું નુકશાનકારક નથી? બીજી નાતોમાં જાન કેવડી લાવવી તે કન્યાવાળાની શક્તિ, સગવડ અને હોંસ ઉપર આધાર રાખે છે. કન્યાવ

ણાની મરજી પ્રમાણે જાન આણી હોય તો તે હોંસથી સારી રીતે ચાકરી કરે અને બંને પક્ષનું આનંદમાં ટાણું થાય. છતાં એ પ્રમાણે નાકરવું હોય તો હાલ ૨૫–૩૦ કે બહુતો ૫૦ માણસ લાવે એવો ઠરાવ કરવો.

૮. પહેરામણીમાં રૂ. ૩૦) તથા બેડું, થાળી, વાડકી વિગેરે આપવાનો ચાલ છે. પણ ત્રીસ રૂપીઆ કરતાં વધારે અપાય છે. ત્રીસ રૂપીઆ પણ વધારે છે, માટે **રૂ. ૨૦) ઠરાવવા જોઇએ.** અને તેથી કોઇએ વધારે આપવું નહિ એવો પાકો બંદોબસ્ત કરવો.

૯ વરકન્યાનાં મોશાળીઆંને આપવામાં તેમણે કરેલા ચાંલ્લા કરતાં પણ વધારે જાયછે. ચાંલ્લાનો રીવાજ એટલા સારૂ છેકે ચાંલ્લો કરનારને ભારે પડે નહિ, અને ટાણા વાળાને મદદ મળે પરંતુ આપણામાં તો આ બાબતમાં પણ ઉલટો રીવાજછે. ચાંલ્લાનો પૈસો પણ ઘરમાં રહેતો નથી. આપવામાં બધો ચાંલ્લો કે વખતે વધારે પણ જાયછે!

**માટે એવું આપવાનું બંધ કરવું જોઇએ.** કદાપિ સારૂ દેખાવા માટે નાનાં છોકરાંને આપવાનો ચાલ રાખવો હોય તો ચાંલ્લાના ચોથા ભાગ કરતાં વધારેની મતા આપવી નહિ એવો બંદોબસ્ત કરવો. મોશાળીઆં ચાંલ્લો આપે તેના કરતાં પણ વધારેની મતા તેમને આપવી એ બહુ ખોટું છે.

૧૦. **બીજા ચાંલ્લો કરનારાને આપવાનો રીવાજછે તે પણ બંધ કરવો જોઇએ.** વરવાળાનો ચાંલ્લો તો સોંસરો નીકળે છે. આવે તેનાથી બમણું કે દોઢું ને છેવટ એટલું તો આપવુંજ પડેછે આથી ટાણાવાળાને મદદ મળવાને બદલે વધારે ખર્ચ થાયછે.

૧૧. **અણવરને રૂ ૨) કરતાં વધારે કોઇએ આપવા નહિ** એવો ઠરાવ કરવો જોઇએ.

૧૨. **અણવરમાં બાર વરસની ઉપરનો છોકરો જઇ ના શકે** એવો ઠરાવ કરવો જોઇએ.

૧૩. **પાઘડી બંધાવવાનો ચાલ,** તથા **અણવર લાડી**

**તેડવા જવાનો ચાલ બંધ કરવો જોઈએ.** એ ચાલ રાખવો હોયતો ફક્ત એક માણસ જાય, એવો ઠરાવ કરવો જોઇએ.

૧૪. **પાપડ મારવાનો રીવાજ બંધ કરવો જોઇએ.** લગ્ન પ્રસંગ આનંદનો હોવાથી સારાં સારાં લૂગડાં પહેરવાનો છે. તેને બદલે આ રીવાજથી ઘણાં બૈરાં જૂનાં લૂગડાં પહેરે છે. એટલુંજ નહિ પણ વખતે એમાંથી ટંટો થાય છે તથા મન ઉંચાં થાય છે. લુગડાં ચીકટાં કરવાં અને બૈરાંના બદડામાં માર મારવો એથી શો ફાયદો છે. ફાયદો તો નથી પણ નુકશાન છે.

૧૫. **ઉઢાણી મારવાનો ચાલ પણ બંધ કરવો જોઇએ.** જેમ પાપડથી બૈરાંનાં લૂગડાં બગાડવામાં આવે છે તેમ ઉઢાણીથી બાયડાઓનાં લૂગડાં બગાડવામાં આવે છે. આથી બાયડા પણ નવાં લુગડાં પહેરતાં બમચાય છે; એટલુંજ નહિ પણ ઉઢાણી મારવાની ખટપટમાં ઘણી વખતે જુવાનીઆઓ ટંટો કરી બેસે છે.

૧૬. **ફટાણાં ગાવાનો રીવાજ બીલકુલ બંધ કરવાની જરૂર છે.** આ ચાલ બંધ કરવાનો પંચે સમજીને ઠરાવ કર્યો છે. છતાં પણ કેટલેક ઠેકાણે હજી ફટાણાં ગવાય છે, એ સારૂં નથી. સારા સારા બાયડાઓના દેખતાં અને સાંભળતાં બૈરાં અપશબ્દો બોલે એ કેટલું ખોટું છે? નાની છોડીઓ મ્હોટી બૈરીઓનું જોઇ ગાતાં શીખે છે. આથી નીતિ બગડે તો કંઇ નવાઇ પામવા જેવું નથી. માટે આ બાબતનો પાકો બંદોબસ્ત કરવો અને જે એ ધારો તોડે તેનો દંડ લેવાનો ઠરાવ કરવો અને તેનો બરાબર અમલ કરવો.

૧૭. **ટીલાં આપવાનો ચાલ બંધ કરવો.** આ ચાલ પણ નકામો છે. વરવાળાને એટલું ખર્ચ વધારે થાય છે. એ શા માટે કરવું જોઇએ?

૧૮. **વરઘોડાની મુંઠો તથા જાનની મુંઠો બંધ કરવી જોઇએ.** આથી નાતના લોકોને શો ફાયદો છે? ઢોલી, બાળી તથા હજામને ધરધણી કંઇ વધારે આપશે એટલે તેઓ પોતાનું કામ ખુશીથી કરશે.

૧૯. લગ્ન પછી વરકન્યા વરને ઘેર આવે ત્યારે **કીકો મુત-**

**રાવવાનો ચાલ છે તે પણ બંધ કરવો જોઈએ.** કાચી ઉમ્મરનાં છોકરાંની પાસે એ કામ કરાવવું એ બહુ ખોટું છે. વળી તે નાની ઉમ્મરનાં છોકરા છોકરીઓના દેખતાં કરાવવામાં આવે છે. આથી કાચી ઉમ્મરમાં છોકરાઓના મનમાં જે વિચારો મુકવા ના જોઈએ તે મુકવામાં આવે છે.

૨૦. એક માણસની બે કન્યાઓ અથવા બે ભાઈની બે ક-**ન્યાઓ એક માંડવે એકજ ખર્ચથી પરણાવી શકાય એવી છુટ કરવી જોઈએ.** કદાપિ હાથ ના પહોંચવાથી કે બીજા કારણથી કોઈની એ પ્રમાણે બે કન્યાઓ સાથે પરણાવવાની મરજી થાય તો એમ ભલે કરે. અને બે કન્યાનું ગણીને બમણું ખર્ચ કરાવવું જોઈએ નહિ.

૨૧. આંણું, શ્રીમંત, ધીઆણું એ બધા રીવાજોમાં ઘરધણીની મરજી પ્રમાણે માણસો તેડે, આપ લે કરે, તથા જમણવાર કરે એમ ઠરાવવું જોઈએ.

## મરણનાં ખર્ચો.

**૧. કુંવાયડાં બંધ કરવાં જોઇએ.**

**૨. ૩૦ વર્ષની ઉમ્મર સુધીનું જુવાનનું મરણ હોય ત્યારે જમણવાર બીલકુલ ના કરવો** એવો ઠરાવ કરવો જોઈએ.

આવા જુવાનના મરણ વખતે નીચી મુંડી ઘાલી ખાઈઆવવું એ ઘણું શરમ ભરેલું છે. ઘણીક વખતે તો જુવાન મરણથી સત્યા-નાશ ગએલું હોય તેથી, કે જુવાન છોડી રાંડવાથી, કે એકનો એક છોકરો હોય તે પાછો થવાથી ત્રાસ હોય છે છતાં જમાડવું પડે એ કેટલું ખોટું ? તેમાં વળી જો હાથ ના પહોંચતો હોય તો તો કહેવું-જ શું ? ઘરનાં તથા સગાં વહાલાં એક પાસથી લોહીનો કોગળો નાં-ખતાં જાય છે અને બીજી પાસથી આડું અવળું કરી સીધા સામા-નની ગોઠવણ કરતાં જાય છે. આ કેટલો ત્રાસ ? એવા ત્રાસદાયક અને શોકજનક પ્રસંગે જમવા જવું એમાં કેટલી હલકાઈ છે ? નાતના રી-વાજ આવું દુઃખ કરનારા શા માટે રાખવા જોઈએ ? નાતના એક દિવસના વાણું માટે કે બીજા કંઇ કારણથી ? નાતમાં રહેવાનો ફાયદો

શો ? એક દિવસનું વાળુ લેઇ નાતીલાનું જડામુળ કાઢવું એ શું સારૂં છે ?

૩. **બીજા પ્રસંગોએ ધરધણીની મરજી પ્રમાણે કાયદું અને જમણ કરે એવો ઠરાવ કરવો જોઇએ.**

૪. અગીઆરમાનું અને બારમાનું જમી આવીને લોકોને નહાવું પડે છે ત્યારે તે દિવસોએ જમવાનું કરવાની શી જરૂર ? માટે **એ બે દિવસે કાંઈ કરવું નહિ. અને ફક્ત તેરમાને દહાડે જેને જે જમણવાર કરવું હોય તે કરે** એવો ઠરાવ કરવો જોઇએ.

૫. કદાપિ કોઇને **ચોખલું તેડવું હોય તો તેરમે અને ચોદમે તેડે,** એમ ઠરાવવું.

૬. **હાથી દાંતનો ચુડો ભાગી નાંખવાનો ચાલ બંધ કરવો જોઇએ.** ધણી મરી જાય અને વળી ૪૦–૫૦ રૂપિઆના ચુડાનું નુકશાન થાય, એ નુકશાન શા માટે ખમવું જોઇએ ? એથી શો ફાયદો ?

બીજી નાતોવાળાએ સમજીને આ ચાલ બંધ કર્યો છે. કઠલાલમાંજ વડાદરા લોકોએ એ બાબત હમણાં થોડી મુદત ઉપર ઠરાવ કર્યો છે, તો આપણે શા માટે ના કરવો જોઇએ ?

## કઠલાલ તથા ભાનેર.

ખાવા ખવરાવવાના સંબંધમાં કઠલાલ ભાનેર એક ગણાય છે. કઠલાલ ભાનેર વચ્ચે જમવા જમાડવાનો વ્યવહાર છે તેથી જમીને મધ્ય રાત્રે પાછા આવવાનું થાય છે, એ બહુ જોખમ ભરેલું છે. વળી નાનાં નાનાં છોકરાંઓને ઘેર મૂકી જમવા જવું પડે છે એ પણ ઠીક નથી, માટે **કઠલાલ ભાનેર જુદું જમે** તો કંઇ હરકત પડવાની નથી પણ ઉલટું ઘણી સુગમતા વધશે.

## રોવા કુટવાના ચાલ.

રોવા કુટવાના તથા કાણ મોકાણના ચાલ આપણામાં ઘણા જોવામાં આવે છે ! એ રિવાજોથી કંઇ લાભ નથી, પણ નુકશાન છે. દરેક ટાણે સવારના પહોરમાં બાયડીઓને છેડા વાળવા જવું પડે

છે. દરેક ગામમાં મરણું થાય ત્યારે કાણુ મોકાણે બધા ગામવાળાને જવું પડે છે. પરગામની કાણુ મોકાણુ ઘણું કરીને ખરે બપોરે નિકળે છે અને સાંજ પડે પાછા આવે છે. ઉન્હાળામાં ખાઇને તરત ખરે બપોરે નિકળવાથી કેટલાકની તબીઅત બગડવાનો અને સાંજરે લુટાવાનો સંભવ રહે છે! માટે એ બાબતના રિવાજેમાં પણ ફેરફારો કરવાની જરૂરછે.

## કેળવણીના ઉત્તેજન માટે ઠરાવો કરવાની વિગત.

૧. જે માણસ નાત કરે તે કેળવણીના ફંડમાં પાંચ રૂપિઆ આપે.
૨. લગ્ન પ્રસંગે વરવાળો તથા કન્યાવાળો એ દરેક રૂ૨) પ્રમાણે આપે.
૩. મહાજન કરે તે રૂ ૧૦ ) આપે.
૪. ચોખલું કરે તે રૂ ૨૫ ) આપે.
૫. શ્રીમંત વખતે રૂ ૨ ) આપે.

'પંચની લાકડી અને એકનો બોજ' એ કહેવત પ્રમાણે આવા ઠરાવો કરવાથી ઘણું સારૂં કામ થઇ શકશે. જે વરો કરી મોટા ખર્ચ કરવા નીકળ્યો છે તેને એટલી નાની રકમ ભારે પડશે નહિ. અને નાતનું એથી કામ થશે.

હવે આ પૈસા શેમાં વાપરવા એ સંબંધી બે બોલ કહેવાની જરૂર છે.

આપણા એકડાના છોકરાઓને કેળવણી આપવાની ગોઠવણ ઉપજના પ્રમાણમાં પ્રથમ આ નાણાંમાંથી કરવી. દરેક છોકરાને પોતાના ગામમાં જેટલો અભ્યાસ કરવાની સગવડ હોય તેટલો અભ્યાસ ત્યાં કર્યા પછી વધારે અભ્યાસ કરવાને માટે તેને પરગામ મોકલવાની જરૂર પડે છે. ઘણા લોકોને પોતાના છોકરાઓને ભણાવવાની મરજી હોય પણ બનતી સગવડ નહિ થઇ શકવાથી ઘણા માબાપોનું મન ભાગી જાય છે અને ઘણાક છોકરાઓનો અભ્યાસ અટકી પડે છે. નાની ઉમ્મરના બાળકોને એકલા પરગામ મોકલતાં જીવ ચાલે નહિ એ સ્વભાવિક છે અને કોઇની દેખરેખ સિવાય એવાં છોકરાંઓને મુકવાં એ વખતે જોખમ ભરેલું પણ છે. વળી સૌની સ્થિતિ સરખી હોતી નથી તેથી કેટલાકને મ્હોટા શહેરમાં છોકરાને ભણવા

મોકલવાનું ખર્ચ પણ ભારે પડે છે. એ બધી હરકતો
આપણા એકડાના છોકરાઓને કેળવણી લેવાનો રસ્તો
આપણામાં પણ કેળવણીનો વધારો થાય. એ માટે આ
" **ખડાયતા વિદ્યાગૃહ સ્થાપવું.**" એવી મારી સુચ
**આપણા એકડાના છોકરાઓને રહેવાની, ખા**
**તથા તેમની દેખરેખ રાખવાની ગોઠવણ કરવી.**
માબાપોના ગજા પ્રમાણે તેમની પાસેથી માસિક રકમ લેવા
ખુટતા પૈસાનો ખર્ચ આપણા સ્થાપન કરેલા કેળવણીના ફ

એવા ખાતાનો વહીવટ કરવાની તથા દેખરેખ રા
દાવાદમાં એક કમિટી નીમવી. તેઓ દર વર્ષે એ ફંડ
સાબ રખાવે અને દર વર્ષે તે પ્રસિદ્ધ કરી બધા નાતી
પહોંચાડે. એ કમિટીમાં બધા ભાઇઓની મરજી હશે
ખુશીથી કામ કરી નાતના ભાઇઓની જે સેવા બનશે

છેલ્લી સુચના એ કરવાની છે કે નાતના ધારા
હોવાથી ઘણી વખતે વાંધા પડે છે, અને કેટલીક વખ
થાય છે; માટે નાતના ધારા તથા ઠરાવોની નોંધ એ
રાખવાની જરૂર છે. વખતે વખતે જ્યારે પંચ મળે
ઠરાવો કરવામાં આવે, તે એ ચોપડીમાં નોંધવા. એથી જુના ઠરા
જોવાનું તથા ઠરાવોનો અમલ કરવાનું ઘણું સુગમ પડશે.

આપણી નાતના સુધારા અને કલ્યાણાર્થે આ સૂચનાઓ
વાની મેં હિમ્મત કરી છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે એ સુ
નાઓ પ્રમાણે કરવાથી આપણા નાતીલા ભાઇઓને ઘણો લાભ થ

**અમદાવાદ.**
સંવત ૧૯૫૫ના શ્રાવણ સુદ ૫
ને વાર શુક્ર. તા. ૧૧મી અગષ્ટ
સને ૧૮૯૯.

**લી. નાતનો શુભેચ્છક બં**
**અને સેવક.**
**કેશવલાલ મોતીલાલ**